# *आशिरुक्ति*

राठोड कुळावतंस.

स्वस्ति श्री अखंडप्रौढ प्रताप परम न्याय नि-
पुण सूर्यवंश चूडामणि महाराजाधिराज श्री
सर केशरीसिंहजी साहेब बहादूर. के. सी.
एस. आई. स्वस्थान इडर एओ कीर्ति-
शील नामदारना शिरोत्तम जन्मो-
त्सव समये अर्पण करेलो.




દશરથલાલ ગંગારામ વ્યાસ.

જયદેવ પરમાર નાટક અને કેશરીચરિત્ર વિગેરેનો કર્તા.



અણહિલ્લપુર પાટણ.

આ૦ પુ૦ કં૦ પ્રેસમાં ર. ગં. છાપી.

સંવત ૧૯૪૭ જ્યેષ્ઠ સુદ ૩ મંગળવાર.

કિમ્મત રૂ. ૦—૧—૬

૪૮૫૪

# *आशिरुक्ति.*

(मंगळ समये मंगळवाद)

સ્વસ્તિ શ્રી અખંડપ્રૌઢ પ્રતાપ પરમ ન્યાય નિપુણ સૂર્યવંશ ચૂડામણિ રાઠોડકુળ ભૂષણ મહારાજાધિરાજ મહારાજ શ્રી સર કે-શરીસિંહજી સાહેબ બહાદૂર, "નાઇટ કમાન્ડર ઑફ ધી મોસ્ટ એક્ઝૉલ્ટેડ ઑરડર ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડિયા."

## રાજધાની ઈડર.

રાઠોડ કુળ દીપક સૂર્યવંશી આપ મહારાજાધિરાજ શ્રી સર કેશરીસિંહજીને ધન્ય છે, ભગવતી વસુંધરાને પણ ધન્ય છે, કે જેની ઉપર આપ પ્રતાપી મહારાજા રાજ્ય કરોછો. અને આજરોજે આ મહોત્સવના આનંદનો લાભ મળ્યો તેથી હું મને પોતાને પણ કૃતાર્થ માનું છું. પછી આજની આનંદ જનક સભાને પણ ધન્ય છે કે જેના વિષે મે. રા. બા. સવાઇભાઈ (કાઠીઆવાડના માજી દફતરદાર) જેવા ન્યાયનિપુણ લોકપ્રિય પ્રધાન રા. રા. હરીલાલભાઇ જેવા લાયક અને વિવેકી નાયબ દિવાન; રા. રા. મોતીલાલ ભાઈ જેવા વિવિધ રોગ વિદારક ડાકટર; રા. રા. છબાભાઈ નાથાભાઈ જેવા શાન્ત નિસ્પૃહી નિ-લોભી અને ગુણજ્ઞ પ્રાઇવેટ સેક્રેટરી; રા. રા. ડાહ્યાભાઈ

નાથાભાઈ જેવા પ્રજાપ્રિય અદલ ન્યાયી રેવન્યુ કમીશનર; રા. રા. નગીનદાસ પુરૂશોત્તમદાસ સંગવી જેવા પ્રમાણિક આ ગુર્જર રત્ન લેખક, ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ; રા. રા. ન્હારસિંહજી પ્રતાપસિંહજી જેવા સૈન્યકામ કુશળ કમાન્ડીગ ઇનચીફ સાહેબ રા. રા. મોહનલાલ જેવા હિસાબી કામમાં હુશિયાર ટ્રેજરર; અને ઇતર રાજભક્ત કામદારો, કારકુનો, અમીર, ઉમરાવ, ઠાકોર, અને સરદારો, તેમજ યથાર્થ વચન શંકાનિર્ણય કરવામાં સમર્થ એવા શાસ્ત્રીઓ ઉત્તમ પ્રકારના જયોતિષિઓ, ઉત્તમ પ્રકારના વૈદ્યો, અને પુરજન સંભાવિત સદ્‌ગ્રહસ્થો બિરાજમાન થયા છે, એવી આ આનંદકારી સભા પરમકૃપાળુ પરમેશ્વરના પ્રસાદથી અભય ને નિર્વિઘ્નપણે જયને પામો.

સજ્જન ગ્રહસ્થો પ્રતાપી સૂર્યવંશી કુલદીપક મહારાજાધિરાજા શ્રી સર કેશરીસિંહજીનો જન્મ સંવત ૧૯૧૮ ના જેષ્ઠ શુકલ ૩ ના શુભ દિવસે થયો છે. આજ સંવત ૧૯૪૭ ના જેઠ શુકલ ૩ ને વાર મંગળના રોજે ત્રીસમા વર્ષની શરૂઆત થાય છે. આ બઢતીનું વર્ષ નામદાર મહારાજા સાહેબના હકમાં સુખશાન્તીને આરોગ્યતા ભરેલું થાય તેના માટે સર્વ સજ્જનોએ પરમકૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઇએ.

સજ્જન ગ્રહસ્થો ! આ મહોત્સવનો આજના આનંદનો દિવસ ખુશબખ્ત જોવાના માટે આપ રાજ્યાધિકારી સાહેબો, વતનદાર, જાગીરદાર, શેઠ શાહુકાર અને ઇતર સદ્‌ગ્રહસ્થો ઉત્સાહ સહીત ઘણા આનંદની આજની આનંદજનક સભાને વિષે વિરાજમાન થયાછો જેથી આપની

રાજભક્તિ તથા નામદાર મહારાજા સાહેબ બહાદૂર પ્રત્યે આપનો જે પ્યાર છે તે પ્રત્યક્ષ દરશાવી આપેછે. તે જોઈ અતિ આનંદના સાથે આ મંગળ મેળાવડામાં **સ્વસ્તિ વાચન** તરીકે બે બોલ બોલવા વ્યાજબી ધારૂંછું. વળી મારા ધારવા પ્રમાણે આ મંગળીક પ્રસંગમાં એક રંકથી તે મોટા શ્રીમંત સુધી પોતાના આનંદનો ઉભરો બતાવવાને પરવાનગી હોવીજ જોઇએ. એમ ધારી મારા બોલવાપર નિગેબાન થશો.

સંભાવિત ગ્રહસ્થો! નામદાર મહારાજા શ્રી કેશરીસિંહ-જીની છત્રછાયા નિચે આપણે વૃદ્ધિંગત થઇને નેક ન્યાયને રાજ નીતિના અનેક પ્રકારનાં સુખો ભોગવીએ છીએ. એ તથા શિવાયના નામદાર મહારાજા સાહેબના પરોપકારી ગુણોનાં વખાણ કરવાને તો હું બેશક અશકયજ છું; એટ-લુંજ નહીં પણ તેના સંબંધમાં વખાણ સઘળાં પુનરૂક્તી ભૂતજ છે, તોપણ નામદાર મહારાજા સાહેબની મારા ઉપ-રની કૃપાને લીધે તથા મારા પૂર્વ સંચિત પ્રારબ્ધ યોગવડે મહારાજા શ્રીનો સમાશ્રય થયા પછી મારા જેવા દીન જ-નના નશીબનો ઉદય થયો છે. અને તેનું સુખાકારી જે ફળ અનુભવું છું, અને ભવિષ્યમાં અનુભવિશ તે સર્વે આપ મહારાજા સાહેબનીજ કૃપાકટાક્ષનું ફળ તે આપનીજ દ-યાળુ મનોવૃત્તીથી થયેલો ઉપકાર તથા પ્રસાદી રૂપ માનુંછું ને માનીશ ઇત્યાદિના સાથે મને જે આનંદ આજે થયો છે તે આ વખતે દબાવી શકતો નથી. અને તે આનંદના ઓઘના વેગમાં કદી મારૂં બોલવું પુનરૂક્ત ભૂત જણાય તો તે જરૂર દર ગુજર કરશો એવી સંપૂર્ણ આશાછે.

" श्री श्यामसुंदिर प्रसन्नोस्तु. "

संवत १९१८ ना जेष्ट सुक्ल ३ जे जन्म दिवश.

# आशिरुक्ति.

(मंगळसमयेमंगळवाद)

संवत १९४७ ना जेष्ट सुक्ल ३ ना रोज त्रीसमुंवर्ष शरु थयुं.

## जन्म दिवशोत्सव.

### ईश्वरस्तुति.

#### શાર્દૂલવિક્રીડિત્છંદ.

શ્રી સ્વામી સુખધામિનામિ જગમાં, વિશ્રામિ વીભૂવલી;
નામી નિર્મળ ગામિ ઈશ્વર કને, અર્પી વિનંતી ભલી;
આજે ઉત્સવ પૂરમાં ક્ષિતિપતી, જન્મ્યા તિથીનો ભલો;
તેનું વર્ણન, શર્ણુ ભૂપ થઈને, ગાઊંજ તે સાંભળો; ૧

#### માલિનીછંદ.

અજર અમર દેવા, છે કૃપા તારી ભારી;
વરદ વિમળ વ્હાલા, સુખદાતા અપારી;
અદ્વિતિય અવિનાશી, કીર્તિ તારી શિ ગાજે;
જનમ દિવસ જાણી, ઉત્સવો થાય આજે ૧
ભજન નમન તારૂં, સૌ કરે પાસ આવી;
કર દ્વય પ્રસરે છે, શીર નીચું નમાવી;
નૃપ અતિ સુખિ કર્જે, રાય ચીરાયુ રાજે;
જનમ દિવસ જાણી, ઉત્સવો થાય આજે; ૨

પુરંજન પર પ્રીતી, રાખી વર્તે ભુપાલ;
અનુપમ ધિર ધારી, ન્યાય દેછે નૃપાળ;
સરસ વરસ એહું, ત્રીસમું શ્રેષ્ટ છાજે;
જનમ દિવશ જાણી, ઉત્સવો થાય આજે; ૩
ફિકર નૃપતિ રાખે, રાજ સુધારવાની;
હિત અહિત વિચારે, લોકનું ઊર આણી;
સચિવ સરસ શોધ્યા, રાજના સૂખ કાજે;
જનમ દિવશ જાણી, ઉત્સવો થાય આજે. ૪

## " પોતે કેવા છે ? "

### શાર્દૂલવિક્રીડિતછંદ.

સત્યાસક્ત વિચાર કાર સુખના, ઔદાર્ય પ્રેમી પુરા,
દીધાં દાન તમામ માન ભરિને, શત્રૂ સમાવ્યા શુરા;
સર્વે સંકળના કળા કુશળ છે, નિત્યં સદા નંદિને,
મ્હારાજા સુપ્રતાપિ તખ્ત પતિને, પામું સુખોવંદિને, ૧

### ઉપજાતિછંદ.

વિખ્યાત છે ભૂતળ સૂર્ય વંશ,
જેમાં થયા રાઘવ પૂર્ણ અંશ,
શ્રી વાલ્મિકે વર્ણન તે કર્યું છે,
સુધા સમું શાસ્ત્ર વિષે ધર્યુંછે, ૧
જ્યોતી થકી જ્યોતી અનેક થાય,
પ્રકાશ તેમાં તદપી જણાય,
આદિત્યના વંશ વિશે સમાય,
પ્રખ્યાત ક્ષત્રીત્વ ખરૂં જણાય. ૨

## હરિગીતછંદ.

તે વંશમાં શીરોમણી કુળભાણુ કેશરીસિંહજી,
સુખ સંપ સંપત મેળવો બહુ પુત્રને જશવંતજી;
જયની પતાકા જકતમાં જાહેર જયના રંગમાં,
તડધીંગ નોબત નાદ ગર્જે ઉત્સવે ઉમંગમાં; ૧
રાજ્યાધિકારી કાર્યભારી મિત્રને સજ્જન સહુ,
કરતાલનો દે ગર્જના આનંદને આપો બહુ;
નરનાથ કેશરીસિંહનો જયનાદ ગરજો જોરથી,
સુખ સંપતિ આવી મળ્યાં દુઃખડાં ટળ્યાં શું કહું કથી; ૨
આનંદની એલી થઈ બહુ હર્ષથી ઘેલી થઈ,
દીસે સભા આ કારમી સુરનાથની જેવી અહીં;
સહુ લોકને વિલોકતાં ચળકાટ આ મુખડા વિશે,
મ્હારાજના આ રાજ્યમાં શુભસાજમાં સુખિયાં દિસે; ૩
છે ઔષધાલય થાપિયાં બહુ દર્દિનાં દુઃખ ટાળવા,
સ્થાપી નિશાળો રાજ્યમાં બહુ બાળને સંભાળવા.
વળી ધર્મશાળાને જળાશય સ્થાપિયાં આ દેશમાં,
બહુ ફંડ કીધાં ધર્મનાં આ દેશને વિદેશમાં. ૪
જયમલ, અમર, વછરાજના જેવી સરો નિજ કામના,
બહુ દુંદુભિનાનાદ સમ, જશની ગજાવી નામના,
**के. सी. एस, ने आई** નો ઇલકાબ કીર્તિ થાપવા.
અતિ પ્રેમ અંતરથી ધર્યો પીડા જનોની કાપવા; ૫
ઇંગ્લિશને આ હિન્દની મહારાણી કેરા માનથી,
સત્કાર પામ્યા સર્વમાં ગુણવંત ઠામો ઠામથી;
જેનાં કરેલાં કામથી ગરજો ઘણા જનની સરી;
નરનાથ કેશરીસિંહના જશ જકતમાં રે'જો ઠરી; ૬

# "આ સમય કેવો શોભાયમાન અને આલ્હાદકારક છે! તે વિશે."

### રાગ બિલાવર તાલ દાદરો (પદરાગ લલિત)

સુભગ સમય આ, શો મુખે કહુંરે;
રચના બેશ, દીપે આ દેશ, કથે કવેશ, ગુણ હમેશ, નીતિ
નરેશ લહુંરે.
ઇડર પતિ અતી, બુધ્ધિવંતરે;
શોભે તખ્ત, આણી વખ્ત, કૃષ્ન ભક્ત, જાચે જકત, વિનય
વંતરે; સુભગ. ૨
વામ ભાગમાં, સચિવ શોભતારે;
છે સવાઈ, સુખદાઇ, વળી ભલાઈ, બહુ ગવાઈ, અતીવ
ઓપતારે; સુભગ. ૩
જરી ભરી જુઓ. છત્ર છાજતુંરે;
ઉભય પાસ, ઉભા છે દાસ, કરે તપાસ, જુએ ચોપાસ,
કોણ આવતું જતુંરે. ૪



## "દેખાવ"

### પદ રાગ કાફી

(નિયંતા નાથરે તમને નમી નમી કરીએ પ્રણામ. એ રાહ)
સુજસ દિન આજનો, શોભે શાણા ઇડર પતિ આપ; ટેક.
સુવર્ણ કારી, બેઠક ભારી, જરી ભરી કીધું આ કામ
અમાપ સુજસ. ૧
પૂર્વાભિ મુખે મહરાજ બિરાજે, છાજે છબી જાણે પ્રગટયો
પ્રભાત. ૨

સિંહાસન ઈંદ્રાસન સરખું, કરે જન દર્શન વિધવિધ જાત; ૩
નોકર ઢોળે હેમનું ચમ્મર, પ્રતિહાર નેકી પોકારે અપાર.
સુજસ. ૪
દશરથ અર્જ કરે ઈશ પાસે,પામી સંતતી ચીર જામો પ્રતાપ.૫

### બિહાગની લાવણી.

આ વખ્ત શોભે ખુદ ભકત સ્યામ સુંદિરના,
અતિ ઠાઠ પાઠ આવાર રાજ મંદિરના; ૧
ચોઘડીયા વાજીંત્ર વીધવિધ વીજે,
આ ઇડરપતિ મહામતિ તખ્ત બિરાજે; ૨
આ અવનિપતિ ગુણવંત વળી જશવંતા,
ખુદ સૂર્યવંશી રાઠોડ દિસે બળવંતા; ૩
શો સરસ સમય આ શાલગિરાહનો શોભે,
વળી ઘર ઘર માણે મોજ લોક મન લોભે; ૪
બાળાની શાળા મહિં રજા દીધી છે,
લોકોની ઉર્મી ઊર જોઈ લીધી છે; ૫
દે સલામતિ અતિ તોપ તડાતડ ચાલે,
રીસાલદાર વળી સૈન્યપતિ સહ મ્હાલે. ૬
કરે હર્ષ ધરી ઉત્કર્ષ કવાયદ ભારી;
પલટન વિધ વિધની દિસે ઉમંગ અપારી. ૭
મળી મલ્લ કરેછે કુસ્તી ગણિકા ગાતી,
મહારાજ સમીપે સચિવ મૂર્તિ સોહાતી. ૮
છે જમણી બાજુ સરદાર અમીર ઉમરાવો,
વળી વામ ભાગે દિવાન સરસ લે લ્હાવો. ૯
વિપ્રો વદે વેદોચ્ચાર આશિષો આપે,
વળી લઈ નજરાણા હસ્ત દીન દુઃખ કાપે. ૧૦

કવી જાચક ભાટ અનેક આવી ગુણ ગાએ,
પ્રભુ પાસ કરે જઈ અર્જ ચીર વીર થાએ. ૧૨

---

## भाषाबद्ध कवित.

कर्नके समान वृत्ति राजकी कल्यान कारी,
अतहि उदारतासें भयो नाम जाहिको;
शत्रू के समिप इच्छा कोप प्राप्त करवेको,
राजनको होत नित, रीपू दुःख दाइको;
सूर्य के समान सुखदाइ प्रभु ताई तेरी,
जामींहें अपार देत सुख समुदाईको;
कीर्तिकी बधाई धाई लंदनमें रानी पास,
दीयो इलकाब आप के. सी. एस. आईको. १
देखले सखीरी आज तख्तपर बैठे कोन,
देत दान भारी यासें कर्न छबी छाज है;
सुंदर सुजान रुप अतहि अनूप रुप,
क्रश्न के समान कला धारि शिरताज है;
वैभव को पार नाहिं शचीपति मानवेको,
कारन मिलायो हाल निकट समाजहै;
असंख्य आभुषनसें मानती सखीरी देख,
इडर के पति वो तो केशरी म्हाराज है. २

## त्रिभंगी छंद.

नरखंत नरेशं वदत विशेषं जय जयकारं हे ईशं,
तुंहि धन्य नृपेशं काटत्जन क्लेशं कीर्ति देशं परदेशं;
बाजे जश डंका बडे अटंका तोप तडंका जय काजं,
इडर पति आजं करते काजं भरिसमाजं म्हाराजं. ३

## दुहो.

राज समाज भरी रहो, चिरंजीव भूपाल;
ईश शीष नामी कहो, उर धर श्याम रसाल. ४

## સવૈયા.

નાના વિધનાં વાજાં વાગે મહોત્સાહ નગરીમાં આજ,
દાન દિએ દીન જાચક જનને રહો ચીર ઇડર મહારાજ;
મહિપતિ મે'ર કરી નિજ રાજ્યે હાથ લિધાંછે ઉત્તમ કામ,
રાજધાનિમાં ધર્મ કૃત્યથી જાહિર કીધો દેશ તમામ. ૧
ખ્રિસ્વીર સવાઈ મંત્રીછે રાજ પ્રસંશા પ્રસરી એશ,
જગત વિશે જશ વધો રાજના શ્રીપતિ સન્મુખ અર્જ હમેશ;
કેળવણીમાં એક ચિત્તથી સતત ધ્યાન ધરતાછે વીર,
રિજવે છે રૈયતને નિશદિન સિંહાસનપર બેશી ધીર. ૨
હરનીશ ન્યાય ગવાય રાયના જિષ્નુ વિષ્નુ સમ માણે મૌજ,
સાગર દિલના નાગર મંત્રી ક્ષેતસ્વિ હિતકારી રોજ;
બળવંતાને નિતિવંત એ બહાદુર રૈયતપર બહુ પ્રીત,
દુરંત શકિતવંત ઇડર પતિ રહો ચીર પ્રભુ અર્જસમીપ. ૩

## ભૂપતિ પ્રતિ શુભાશિર્વાદ.

### ભૂજંગી ' છંદ.

ચિરાયૂ રહો રિદ્ધિને સિદ્ધિ ભારી,
ચિરાયૂ રહો વૃત્તિ ઉદ્દાર  કારી;
થજો યૂક્તમંત્રી મહા ભાગ્યશાળી,
રહો શૂર એ વીર હથિયાર ઝાલી. ૧
કૃપાળૂ રહો રાજને લાભ કર્ત્તા,
નિતીપાળ આ રાય છે દુઃખ હર્ત્તા;
વધો કીર્તિ મ્હારાજની હિંદ દેશે,
અતી આજનો દીન આનંદ દીસે. ૨
જુઓ રત્ન સિંહાસને કેતુ શોભે,
મહા ઠાઠથી લોક વિશેશ લોભે;
નિચે બેસવાનું બિછાનું જરીનૂં;
चिरायू रहो राज आ केशरीनुं. ૩

### લાવણી ( ત્રીભંગીછંદ. )

પ્રભુ જય જગસ્વામી, તુ બહુ નામી, અંતરજામી અઘનાશી,
ગરૂડેશ્વર ગામી, નાથ નમામી, આપ અકામી, અવિનાશી;
વિભુછો મુજ સ્વામી,વિપત્તી વામી, હીતકર હામી, જ્ઞાન ગડી,
સુખી રહો શ્રી કેશરીસિંહજી ધન્ય દિવશ આનંદ ઘડી. ૧

નાથ નિરંજન ભવ ભય ભંજન સરજી આ સઘળી સૃષ્ટી;
ગરવા ગંજન જન મન રંજન કર કૃપાળ કરૂણા દૃષ્ટી;
કષ્ટ હરણ કિરતાર કૃપાળુ સર્વેશ્વરની સ્હાય વડી,
સુખી રહો શ્રી કેશરીસિંહજી ધન્ય દિવશ આનંદ ઘડી. ૨
ધન્ય ધરમધિર અકળ કરમકર સરસ સૂખ કર પૂજ્ય પતી;
ગુણવંત અજીતં બહુ સુતવીત્ત સંપ અને બહુ દે સુમતી;
ગરવા જ્ઞાની નિત હિત માની, આનંદી ગુણવાન દઢી;
સુખી રહો શ્રી કેશરીસિંહજી ધન્ય દિવશ આનંદ ઘડી. ૩
રાજનપતરાજા તન અતિ તાજા ત્રીકમ તનમાં વ્યાપ તમે;
લોભી દુઃખ વામે બહુ ધન પામે એમ મગનમાં આજ અમે;
સરસ સમય આ સુખકર જેથી દીન કર્મ રેખા ઉઘડી; [1]
સુખી રહો શ્રી કેશરીસિંહજી ધન્ય દિવશ આનંદ ઘડી. ૪

### કટીબંધ છંદ.

**શ્રી ગજાનન** આનંદ આપજો, **સરસ્વતિ** તવ મુખે જામજો;
**શ્રી મત્શંકર સ્હાય પૂરજો નારાયણુ નરસિંહ મારૂતિ,**
નિશદિન સહુકો રક્ષણ કરજો. હર પ્રસંગે કાર્ય પૂરજો;
સહુ સુખ થાજો, કવિ ગુણ ગાજો; કીર્તિમશ જાજો, સદા
વિરાજો; રાજ્ય મંડળે. ન્યાય શિરોમણી સભા કુંડળે, સ્ને-
હ સંપમાં, બંધુ વર્ગમાં નગ્ર નરોમાં બુદ્ધજનોમાં, સ્થી-
ર થઈ ઠરજો. રાજ્યલક્ષ્મીને સદા પામજો; દેશ વિદેશે
કીર્તિ જામજો. અચળ સુખ ધ્રુવ સમ ભોગવજો, અષ્ટ
સિદ્ધીને નવે નિદ્ધીને સમૃદ્ધિ બુદ્ધીને સદા પામજો, પુત્ર પૌ-

---

૧ આજરોજ ગરીબ લોકોને પોતાના તગદીર પ્રમાણે દરબાર શ્રી તરફથી કેટલીક રકમ વ્હેંચાય છે. સારા સારા લોકોને પાઘડી સેલ્લાનો શીરપાવ પણ થાય છે.

ત્રને, માનમતંગે સતી કલત્રે. વળી સન્મીત્રે, વળી સુભૃ-
ત્યે, સુખિયા થાજો; **રવિ** સમજ્ઞાન પ્રકાશ પામજો, જેમ
**ચંદ્રમા** અમી વૃષ્ટીથી, પૂર્ણ પ્રકાશે, ગગન મંડળે, તેમ
ગુણો સહુ ભૂ મંડળમાં, પૂર્ણ પ્રકાશો, **મંગલ** મોદ શુભ-
કાર્ય પામજો, **બુધ, બ્રહસ્પતિ** જેવા થાજો, રાજ્ય કાજમાં
ન્યાય નીતિમાં, સદ્‌વિદ્યામાં, જ્ઞાન ગુણમાં. પૂર્ણ પામજો,
ધન્ય ભૂવનનો નાથ **શુક્ર** જે ધન ધન્ય સહુ કોશ પૂરજો,
**મંદ** મતી તવ શત્રુ પામજો, નવે ગૃહો સહુ થજો પાધરા,
ધરા ધર્મ ધન ધાન્ય આપવા, સર્વ પ્રકારે સુખી રાખવા,
નહુષ, દીલીપ નળ, હરિશ્ચંદ્રને, શ્રી રામ ચંદ્રને કર્ણાર્જુ-
ન સમપૂર્ણ પ્રાક્રમે, સત્ય વૃત્તમાં, ધર્મ કાર્યમાં, કીર્તિ દા-
ર્યમાં, શ્રી નારાયણ સદા રાખજો, દીન દુઃખ હરવા; જ-
ન સુખ કરવા, પરદુઃખ ભંજન પણું પામજો, પ્રાક્રમ,
**વિક્રમ** સમું જામજો, શતાયુષી થઈ વિજય પામજો, શ્રી
ગજાનન આનંદ આપજો. સરસ્વતિ તવ મુખે જામજો,
શ્રીમત્‌ શંકર સહાય પૂરજો.

**શાર્દૂલછંદ.**

દિવ્યો દાન સુ સુંદરી ગુણ ભરી, પુત્રો પ્રતાપી થજો;
કીર્તિ દેશ દિગંતરે પ્રસરજો, શત્રૂ સમુદ્રે જજો;
થાતું સિંહસમો પરાક્રમિ પુરો, દાતા દયાળુ અતી;
**શ્રી મત્કેશરીસિંહને** સુખ વિશે, રાખો રમાનાપતી. ૧
જ્યાં સૂધી રવિ તેજછે ગગનમાં, નક્ષત્ર રાશિશશી;
જ્યાં સૂધી કમળાપતી વસુમતી, ગંગાનદી મારૂતી;
જ્યાં સૂધી શિવ પાર્વતિ ગિરિવસે, રંભાવસે સ્વર્ગમાં;
ત્યાં સૂધી બહુભાતિ વૈભવકરો, સુખી રહો સર્વમાં. ૨

દોહરા.

જન્મોત્સવ દિન આજનો, ધન્ય ઘડી પળવાર;
નવમી જુન આવી મળી, એકાણું ઊર ધાર. ૧
જ્યેષ્ટ શુકળત્રતિયા તિથી, વાર ભોમ કહેવાય;
ઓગણી સુડતાળીસમાં, વર્ષ ત્રીસ શરૂ થાય. ૨
જય જય નાદ થઈ રહ્યો, વર્ત્યો જય જય કાર;
સુંદિરશ્યામ ગિરિધર પ્રભુ, ચીર રાખ પરિવાર. ૩
ગોવર્ધન ધારી હરી, ગજ તારી ગોપાળ;
સેવકને સંભાળજે તારો દશરથલાલ. ૪

शान्ति :! शान्ति; शान्ति :!!

રાજ્ય ભક્ત.
દશરથલાલ ગંગારામ વ્યાસ.
પાટણકર.

અને પાછળથી રૂ. ૦—૧૨—૦ થશે. ટપાલ ખર્ચ જુદું.
( કદના પ્રમાણમાં કિમ્મત જુજ છે. )

જ્ઞાનામૃત ઑફીસ. નાગરવાડો.

લિ. સેવક.
દશરથલાલ ગંગારામ.
પાટણકર.

## જાહેર ખબર.

# जगदेव परमार नाटक.

### બીજી આવૃત્તિ.

મહેરબાન સાહેબો! "જગદેવ પરમાર નાટક"ની પ્રથમાવૃત્તિ લગભગ નવ માસમાં ખપી જતાં છેવટ ખુટવાથી તેમજ કેટલાક ભાગ્યશાળી ભૂપતિઓ તથા સદ્‌ગૃહસ્થોની વખતો વખત માગણી થવે આ પુસ્તકની બીજી આવૃત્તિ સુધારા વધારાથી બહાર પાડવા મેં નિશ્ચય કર્યો છે.

આ પુસ્તકને માટે, કવિરાજા શ્યામળદાશ **મહામહોપાધ્યાય**; મેવાડ પ્રાન્ત રાજધાની ઉદયપુર, તથા ગુર્જર દીપક કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ. સી. આઈ. ઈ. તરફથી તેમજ માસિક અને વર્ત્તમાનસાર તરફથી પણ સર્ટિફીકેટ મળ્યાં છે. તેમાંનાં કેટલાંક તો આ પુસ્તકમાં દાખલ પણ થશે.

આ પુસ્તકની કિમ્મત વધારો કરતે સતે માત્ર રૂ. ૦—૧૦—૦ જ રાખવામાં આવી છે. ( છપાયા પછી રૂ. ૦—૧૨—૦ થશે ).

પાટણ. નાગરવાડો.

લિ. સેવક.
દશરથલાલ ગંગારામ વ્યાસ.

# ॥ तरुणोपदेश ॥

## "सर्वदा लब्ध प्रतिष्ट."

ઉપરના ઈંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર અમારી ઓફીસમાં થાય છે. નામના પ્રમાણમાંજ તે પુસ્તકના ગુણછે એટલે ગમે તેવી નમાલી ભાષામાં પણ તેજસ્વી જણાય એમાં નવાઈ નથી. સબળ વાંચન વર્ગ આ પુસ્તકને અંતઃકરણ પૂર્વક વધાવી લેશે એમ આશા અંકુરિત થાયછે. તોપણ હમેશાં પોતાના તરફથી પ્રકટ થતાં પુસ્તકમાં ચિત્તને પ્રત્યય રહેતો નથી એટલે જ્ઞાન ભૂષણ વિદ્વાનોને આ પુસ્તકના ભાષાન્તરની ભાષા ઉપર નજર ન રાખતાં તેના મુદ્દાને સ્વિકારશો. એમ વિજ્ઞાપના કરવી એ અમારે ભાગ રહ્યું છે.

| | |
|---|---|
| જ્ઞાનામૃત ઑફીસ નાગરવાડો | લિ. વિનયાવનત સેવક. **દશરથલાલ ગંગારામ વ્યાસ.** પાટણકર. |

# सूचना.

નીચે પ્રમાણે અમારી "જ્ઞાનામૃત" ઓફીસમાંથી બહાર પડેલાં પુસ્તકો તૈયાર છે. જોઈએ તેમણે રોકડી કીમ્મતે અગર વેલ્યુપેએબલથી મંગાવી લેવાં.

કેશરી ચરિત્ર. કિ. રૂ૧-૧-૦ ટપાલ સાથે.

શૂરવીર જયમલ. કિ. રૂ૦-૧૧-૦ ,,

મંત્ર રામાયણ. કિ. રૂ૧-૧-૬ ,, "મયુરપંથ કૃત મરાઠી ઉપરથી ગુજરાતીમાં"

આત્મજ્ઞાન. કિ. રૂ૦—૧-૬ ટપાલ સાથે.

મહારાણાનો મહિમા. કિ. રૂ૦—૨-૬ ,,

જગદેવપરમાર નાટક. કિ. રૂ૦-૧૦-૦ (બીજી આવૃત્તિ હવે

આશિરૂક્તિ કિ. રૂ૦—૧-૬ પછી).

રાઠોડ કર્ણ નાટક. (હવે પછી) કિ. રૂ૦-૧૨-૦ આશરે થશે.

શાળસુંદરી ચરિત્ર. (હવે પછી) કિ. રૂ૦-૮-૦ થશે.

બેસતા વર્ષની મુબારક બાદી કિ. રૂ૦-૧-૦

જ્ઞાનામૃત ઑફીસ, નાગરવાડો } લિ. સે. દશરથલાલ ગંગારામ વ્યાસ. પાટણ.

